# કામલતા

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**બાપુલાલ બી. નાયક.**

મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલિક.

ભારતભુવન થીએટર—અમદાવાદ.



આવૃત્તિ ૯મી—પ્રત [illegible] હજાર.



સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.

શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ચીમનલાલ ગોકળદાસે છાપી.
ઘીકાંટા જેશીંગભાઈની વાડીમાં.

મૂલ્ય ૪ આના.



# પાત્રો.



## પુરૂષ વર્ગ.

ઈન્દ્ર—સ્વર્ગાધિપતિ સુરેશ.

નૃસિંહરાજ—એક રાજા.

મીનકેતુ—માલવદેશનો રાજા.

દેવો—બારોટ.

અરજણ—સારથી

જસમત—કેદખાનાનો દરોગો.

દેવતાઓ, રાજાઓ, સિપાહીઓ વગેરે.

## સ્ત્રી વર્ગ.

ઈન્દ્રાણી—ઇન્દ્ર દેવનાં ધર્મપત્ની શચી.

કામલતા—નૃસિંહરાજની દીકરી—મીનકેતુની રાણી.

સુમતી—નૃસિંહરાજની રાણી.

હંસી, વસુ—મીનકેતુની રાણીઓ.

બાળા—કામલતાની સખી.

જીવી—જસમતની વહુ.

તરલા—દેવાની વહુ.

શાન્તિ, કાન્તિ—અપ્સરાઓ.

અપ્સરાઓ, વારાંગનાઓ, દાસીઓ સખીઓ વગેરે.

# નાટકનો ટુંક સાર.



## અંક ૧ લો.



મંગલાચરણ—સૂત્રધાર, નટી.

પ્રવેશ ૧ લો—રાજા નૃસિંહરાજની કુંવરી કામલતાનો સ્વયંવર થાય છે, કામલતાને કોઈ રાજા પસંદ ન પડવાથી તે કોઇને વરમાળ આરોપતી નથી; તેથી તેનો બાપ ગુસ્સે થઇ તેને કાઢી મૂકે છે.

પ્રવેશ ૨ જો—કામલતા મા પાસે આવે છે, રાણી સુમતી રાજાને વિનવે છે પણ તે માનતો નથી, તેથી રાણી કામલતાને તેની સખીઓ સાથે સોમતીર્થના પોતાના રાજમહેલમાં રહેવા મોકલે છે.

પ્રવેશ ૩ જો—રાજા મીનકેતુ શિકારે આવે છે ત્યાં તેનો તથા કામલતાનો પ્રથમ પ્રેમ પ્રસંગ.

પ્રવેશ ૪ થો—રાજા તથા દેવો પ્રેમરસની વાતો કરે છે ત્યાં કામલતાની સખી બાળા આવી રાજાને છુપે વેષે આવવાનું કહી જાય છે.

પ્રવેશ ૫ મો—સખીઓની ગમ્મત. રાજાનું છુપે વેષે આવવું કામલતા તેને બનાવે છે; બંનેનો મેળાપ.

પ્રવેશ ૬ ઠ્ઠો—દેવો બારોટ બાજીગર મોઢી પડયો છે; [illegible] તેમ મૂર્ખ બનાવે છે; મીનકેતુનું ઓચીંતુ આવવું, ગભરાઈ દેવો ગાંડો બની જાય છે.

પ્રવેશ ૭ મો—શાન્તિ તથા કાન્તિ બે અપ્સરા શંકરનું ધ્યાન ધરે છે, મીનકેતુને એકદમ પોતાના રાજ્યમાં જવાનું હોવાથી કામલતાને સાથે તેડી જવા બોલાવે છે; બન્નેની ગમ્મતમાં કામલતા અપ્સરાના ધ્યાનનો ભંગ કરે છે, તેથી કાન્તિ તેને શાપ દેછે કે તારો પતિ તને ભૂલી જશે તેની અસરથી રાજા કામલતાને ભૂલી જાય છે અને તેને તરછોડી ચાલ્યો જાય છે.

---

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—હંસી તથા વસુની દાસીઓની તકરાર અણુમાનીતી રાણી વસુ, રાજાને પોતાના હાથમાં લેવા ઠરાવ કરે છે.

પ્રવેશ ૨ જો—મીનકેતુનું ચિંતાતુર મન, હંસી પાસેથી વસુ મીનકેતુને લઈ જાય છે.

પ્રવેશ ૩ જો—કામલતા પોતાની મા પાસે આવે છે, તે પોતાના વેરી મીનકેતુને પરણી છે એ ખબર પડતાં નૃસિંહરાજ તેને કેદ કરે છે.

પ્રવેશ ૪ થો—રાણી સુમતી, દાસી જીવીનાં કપડાં પહેરાવી કામલતાને કેદખાનામાંથી છોડવી તેના પતિને ઘેર મોકલે છે, પાછળથી જીવીને [illegible] પકડાય છે.

પ્રવેશ ૫ મો—નૃસિંહરાજ પાસે જીવી તથા જસમતને લાવવામાં આવે છે, કુંવરી છટકી ગઇ તેથી ક્રોધે ભરાઇ રાજા બેઉને મારવા જાય છે, રાણી આડી પડેછે, ને પોતાનો ગુન્હો કબુલ કરે છે, રાજા તેનો સદાને માટે ત્યાગ કરે છે.

પ્રવેશ ૬ ઠ્ઠો—કામલતા મીનકેતુ પાસે આવે છે, શોકયોની અદેખાઈ, કામલતાને પોતે પરણ્યોછે એમ શાપને લીધે યાદ ન આવવાથી તે કામ-લતાનો તિરસ્કાર કરે છે, બેભાન કામલતાને ભલી અપ્સરા શાન્તિ આવી ઉપાડી જાય છે



## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—કામલતાનું દુઃખ ટાળવાની પરમાત્મા, ઇંન્દ્રાણીને પ્રેરણા કરે છે, કાન્તિને શિક્ષા, અપ્સ-રાઓને મોકલી કામલતાના માબાપ તથા શોકયોને તેડાવવાં, મીનકેતુને બોલાવી લાવવા કામલતાને અપ્સરા બનાવીને મોકલવી.

પ્રવેશ ૨ જો—તરલાનું દુઃખ ટાળવા શાન્તિ, દેવાનો ઢોંગ છોડાવે છે.

પ્રવેશ ૩ જો—મીનકેતુને ઘેર વસંતની ધામધુમ, કામલતા ઇન્દ્રાણીએ આપેલાં ફુલ રાજા ઉપર નાંખે છે તે અડતાં શાપ મટી જાય છે; અને તેને કામલતા સાંભરે છે, કામલતા રાજાને તથા શાન્તિ રાણીઓને લઈ જાય છે.

**પ્રવેશ ૪ થો**—જંગલમાં રાણીઓનો ગભરાટ, શાન્તિ તેને કામલતા જોડે સ્નેહ રાખવા સમજાવે છે, પણ તે માનતી નથી, ઈન્દ્રાણી બંનેને અડ બનાવી દે છે.

**પ્રવેશ ૫ મો**—મીનકેતુ તથા કામલતા વચ્ચે મિઠ્ઠી મશ્કરી.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—કામલતાના મનની ખટક ઉખેડી નાંખવા ઈન્દ્રાણી માયા વડે મીનકેતુના પ્રેમની પરીક્ષા લે છે, છેવટે સહુનો મેળાપ અને આનંદ.



# કામલતા.



સુત્રધાર— ૧

ગાઓ ગાઓ, શિવ સુખકર જશ ગાઓ ગાઓ.
હિમગિરિ તનયા કાન્ત રીઝાવો;
રસપતિ ચરણે શિશ નમાવો— શિવ૦
ગંગધારી ચંદ્રમૌલી શંકર
થાઓ સ્હાય
અવિચળ પરમ પદવી આપી
શુભમતિ વિકસાવો— શિવ૦



નટી— ૨

પિયુજી પીછાનોરે ધર્મનો પાર (૨)
નરનારીનાં જોડલાં તેથી બન્યો સંસાર,
પ્રથમ પહેલું પરણવું પછી બીજો વહેવાર- પિયુ૦
પહેલો ધર્મ ગૃહસ્થનો દુનીયાનો આધાર,
એજ પ્રેમના પંથને ભૂલો કાં ભરથાર- પિયુ૦



નટી— ૩

વરમાળ હાથે ઝાલી,
શરમાળ બાળા ચાલી- વર૦

હોંસ હૈયાની પૂરણ કરવા,
વ્હા.........લી વ્હાલી;
આજ સ્વયંવરમાં વર વરવા,
નજરે નૂર નિહાળી.— વર૦

—❧—

નૃસિંહરાજ— ૪

મન શાન્તિ પામે,
કુંવરીને વરતી જોઈને વિરામે;
પુત્રી ગણાએ લક્ષ્મી પરાઈ,
સોંપીશ પતિના હાથે આરામે— દિલ૦

—❧—

વારાંગના— ૫

આવો મદ ભરેલી નાર રમીએ રમત રંગભરી,
લટક મટક ચાલ ચાલી કટી કેરી લ્હેંકથી
લટક મટક કરી—મદ૦
નાજુક નાજુક પગલાં ભરી કુદડી ફરીએ ફેરથી,
તાલી સામ સામી લીલી ઝુકીએ અતી ઝોકથી
સંગીત નૃત્યની ધુમ મચાવીએ ઉમંગ ધરી— મદ૦

સાખી

આજ સ્વયંવર શો રચ્યો, પધારિયા રાજન,
કામલતાબા પરણશે જોઈ હરખે મન;
ચારે ઝુખી મનમાનતા સુંદર વરને વરી— મદ૦

—❧—

સખીઓ— ૬

ઝાંઝર ઝમકે ને ઘુઘરીરે ઘમકે
સરખી સાહેલી ચાલે ઠમકે રે;
રૂડા મંડપ શોભે.
નવરંગ ચુંદડી ને અણુવટ વીંછવા,
મંગળ શણુગાર સજીયારે રૂડા મંડપ શોભે.

—✻—

કામલતા— ૭

દિલ મારૂં માને નહિ મનડું ઠરે નહિ,
ત્યારે કરૂં શું તાતજી ?
મેં જોયું ફરી ફરી જોડી મળે નહિ.
કોને વરૂં હું તાતજી ?
નેણુ પ્રીતિ ઝળકી હતી, અહીં આવતાંજ સમાઈ ગઈ;
ઉર્મી અંતર ઉછળી હતી, નૃપ દેખતાંજ દબાઈ ગઈ;
હીરલો અમૂલ્ય ખરીદવા, ઉમંગભર આવી અહીં,
પણુ અંતરે અંકુર ન ફુટયા, પ્રીતિ પ્રકટાવી નહીં.
છતી આંખે દીવો લઈને પડી કુવામાં હું,
ડુબી મરૂં શું તાતજી ? દિલ૦

—•—

કામલતા— ૮

વિધાતાએ બાંધ્યો જે સંબંધ,
પિતાજી ન છોડયો કદી છુટશે;
તમે તાત મારા હું પુત્રી તમારી,
જડી સાંકળી તે સાચા સ્નેહ કેરી
નહિ તુટશે-વિધાતા.

બાળકને માબાપનો,
જો સંબંધ ભૂલાય;
તો તો મારા વાતજી
આ દુનિયા પલટાય—તમે૦

સુમતી— ૯

રંગમાં રોપ્યો મેં રૂડો માંડવો છબીલી કાજ,
આનંદે આજે મેં વિવાહ આદર્યો—છબી૦
ભાવથી ભૂપાળો મેં તો નોતર્યા—છબી૦
રાજવી રૂપાળા મેં ભેળા કર્યા—છબી૦
પણ તોય મુજનો નહિ ફળ્યો—છબી૦
કંથ કોઈ કોડીલો નહિ મળ્યો—છબી૦

કામસેના— ૧૦

દીકરીને બીજી ગાય જ્યાં દોરાય ત્યાં જાયે,
એનાથી કશું નહિ બોલાયે—દીકરી૦
પડી મા બાપ તણે આધારે,
એ બચાવે કે સંહારે;
દુઃખ આગમહી મર હોમાયે—દીકરી૦

સુમતી— ૧૧

અલબેલાજી આમ શું અમથી રાઠ કરો છો ?
બાળક ઉપર ક્રોધ ધરો છો;
બળતીને શિર આમ ભરો;— અલ૦

કીડી ઉપર કટક ન હોયે,
શાંક ઉપર શો રોષ ?
હવે હદ થઇ વ્હાલા ધીરજ ગઇ,
મને જીવિત દાન દ્યો આશા પૂરો—અલ૦



કામલતા—                    ૧૨

મને લાગે છે માજી ખુલી ભાગ્ય રેખા મારી,
ભલે વનમાં હો વાસ પૂરે વિશ્વંભર આશઃ
શ્રીવર કર સાહી લેશે ઉગારી,—                    ખુલી૦
સ્થળને ઠામે જળ કરે ને સ્થળ જળ કેરે ઠામ;
અવળાનું સવળું કરે એ મારો રક્ષક રામ,—શ્રીવર૦



મીનકેતુ—                    ૧૨

જો કેવો મૃગ આ અતિ વેગે ધસંતો,
                    જાણે સરંતો જો કેવો૦
ભયથી નમંતો ગગને ઉડંતો,
વળી વળી અહીં નિરતંતો ધસંતો;
                    જાણે સરંતો જો કેવો૦



કામલતા—                    ૧૪

મને આવે છે ફેર, ઝુલે મારૂં મન હો સખી!
બેસું રથમાં શી પેર, ઝુલે મારૂં મન હો સખી,—મને૦
કેક ચઢી કોઇ કાશ્મી, હું સમજું ના વ્હેન!
                    વ્હાવરી મને કરી.

મીનકેતુ—લ્યો વિસામો સુંદરી !
અમલતા—ચીઠી આ લ્હેર-ઝુલે મારૂં મન.

—❧—

મીનકેતુ-- ૧૫

મળશે નહીં સુંદરી એ મુજને,
નજર નિહાળી મન લે માની પ્રેમ દીવાની
આવી મળી મુજને.
નથી પ્રેમે ચુમી પ્યારી, નથી ચાંપી ઉરે નારી,
કદાપિ મન લે માની, પ્રેમ દીવાની;
આવી મળી મુજને.

—❧—

સખીઓ-- ૧૬

વ્હાલા માસ અષાડીલો મેઘ, એવી રતે વિનવું,
વ્હાલા વનિતા વ્યાકુળ થાય, એ રતે વ્હેલા પધારજો;
વ્હાલા વીજ કરે ચમકાર, એવી રતે વિનવું,
વ્હાલા થર થર કંપે કાય, એ રતે વહેલા પધારજો;

સાખી.

ઝરમર વરસે મેહુલો, મોર કરે ટહુકાર,
વાંસલડી મધરાતની, લાગે તીરની ધાર;
આ અંધારી રાતડી, હું એકલડી નાર,
નીંદર ન મળે નેણુમાં, ક્યાં પોઢ્યા સરદાર.
લખું કાગળ નેણુનાં કાજળથી,
છાંટું કંકુ ઉન્હાં આંસુના જળથી;
અરજી અબળા તણી સાંભળજો,
વ્હાલી નણદીના વીર વ્હેલા વળજો-વ્હાલા.

—❧—

કામલતા— ૧૭

રસ ભર્યું આ જોબન જાય રસિક રંગીલા વિના,
અંગ ભર્યો આ રંગ સુકાય રંગી રંગીલા વિના૦

સાખી

સુંદર બાગ શરીરનો ખીલ્યો છે નવરંગ,
અંગ ફુવારા ઉઠતા માળી જાયા અનંગ;
ફુલ પ્રેમ રૂપી કરમાય ખીલાવે કોણુ ?
ભોગી રંગીલા વિના—રસ૦

—✻—

કામલતા— ૧૮

ઉઠાવો નખરાંના ટકા [illegible],
તું તો નાનકડી નાર;
બની મોટી સરદાર,
શી જોબનની બહાર,
જાઉં બલિહાર-(૨) તારા નખરાં૦
પલકોના પાંચ લાખ પ્યારી [illegible] આ,
તારા નેણોના નવલાખ [illegible];
પાતળીયા કમરયા, નાજુક ઉ[illegible] વાહ (૨)
મોહી તુજ મચકે,
કમર કેરે લચકે,
પ્યારી તાબેદાર.— તારાં નાંખરાં૦

—✻—

સખીઓ— ૧૯

વાટ જુવે છે વ્હાલી રસિકવર રજા અમે તો લઇશું બા,
પ્રેમ ગુંથણી ગુંથો છાના, દૂર અમે તો થઇશું બા.
કામ—(મને એકલી મૂકી તમે જાઓ ના)
બાળા—થાશો એકલાં તમે ત્યાં જાઓ બા)

કામ—(મને લાગે છે બ્હીક)
સખી—(બધુ ઠીક છે ઠીક)
કામ—(કેમ કેમ)
૧ લી સખી—(ખાલી કરો પતશાજી)
૨ જી સખી—(અમે જઈએ એમાં રાજી)
જી સખી—(છતાં કરો છો સફાઈ)
૪ થી સખી—(છોડી જશું અમે બાઈ)
બાળા—હવે આવજો બા!
કામ—(સખી તું ?)
૧ લી સખી લી—બા આવજો બા!
કામ—(અલી તું ?)
૨ જી સખી જી—હા આવજો બા!
બાળા—કરો અમન ચમન—
૪ જી સખી—જી અમે જઈશું બા-વાટ.

---

કામલતા—                ૨૦

ઉડી ઉડી પંખીરાજ પ્યારા દૂર દેશે ન જાઓ,
ન જાઓ ન જાઓ રોકાવો મનાવો;
વિલાસી લીલુડા વનના પોપટ ઉર સમાઓ આવો.

સાખી

હૃદય હેમનું પિંજરૂં, પ્રીતિ દાડીમ બીજ,
ચુની ચુની આપું ચતુર, નર ચાખો અમુલખ ચીજ.
આનંદ રસનાં પાન કરાવું,
પ્રાણનાં પાથરણાં પથરાવું;
મોહન મારા મનાઓ——                ઉડી૦



કામલતા—          ૨૧

રાજ્ય કરશું આપ હૃદયપર સત્તા સમજી ધરશુ,
સ્વામી આ સંસાર સકળને સ્નેહ વડે વશ કરશુ;
માનવંતા થઈ નાથ ફરશું—રાજ્ય૦
ઘર ધણીઆણી તે ઘરનીરે રાણી,
કંથે માની તેને દુનીયાંએ માની;
એજ સંસારની રીત સદાની,
તે પંથે પિયુજી વિચરશું—રાજ્ય૦



અંક બીજો.



સખીઓ—          ૨૨

આ રળીઆમળી રાત નવેલી,
ખીલી છે ચાંદની કેવી ?
આલી જો જો સાહેલી અલબેલી—          આ૦
ઝગઝગતી મઘમઘતી મદથી ભરેલી,
રાત્રિ જુવાની ભરી જાતી હંસતી સરી;
પ્રેમ પૂરમાં.
ઝીલી ખેલી ખેલી રેલી રેલી,
પેલી પ્રેમ ઘેલી-આ૦



હંસી—          ૨૩

બોલો બોલો પ્યારા રાજ (૨)
છોજી શાણાના શિરતાજ—          બોલો૦

કહાવો ચતુર શિરોમણિ ચિત્ત તણા છો ચોર,
અંતરપટ ફેંકીને આજ બતાવો જોર-બેલો૦

---

કામલતા— ૨૪

મેં દુનીયાં સઘળી જોઈ, કોઈનું નવ દીઠું કોઈ!
સ્વારથની જાળ પરોઈ, સગપણ સૌ નાંખે ધોઈ,
આજ હોય વ્હાલાં, કાલ તેજ થાય વેરી,
અજબ સરખી એતો રીત પ્રીત કેરી;
પોતાતા સ્વાર્થને માટે અવરને નાંખે નીચોવી—મેં.

---

સુમતી— ૨૫

મારાં આશા તણાં મંદિર શું ભાંગી જશે?
સુખનાં સ્વપ્નાં સાવ શું ઉડી જશે— મારા૦
હેતના ઝાડ મેં વાવીયાં,
પાયાં પાણી પ્રાણનાં;
તોય તપીશ હું તાપમાં,
છાયા ખસી જશે— મારા૦

---

કામલતા— ૨૬

પિયુ પરદેશીને કહેજો પ્રણામ અમારા
પ્રણામ અમારા,
કહેજો કે ગઈ તુજ દારા— પિયુ૦
કહેજો મને દીધી તજી, ત્યમ બીજીને તજશો નહિ,

કોઇ પ્રીતિ વશ અબળા બિચારી, ભોળીને ઠગશો નહિ;
કહેજો તને સંભારતી, વિષપાન એ કરતી હતી,
છેલ્લો નીકળતાં શ્વાસ, તારૂં નામ એ જપતી હતી;
કહેજો કે દાસી થઇ, અન્ય જનમમાં સેવીશ પિયુજી
કોમળ ચરણ તમારાં-- પિયુ૦

---

નૃસિંહ-- ૨૭

બાળક વેરી બને,
દુઃખ એથી વધુ શું માત તાત મને—બાળક૦
આશા ભરેલાં ઉછેરીએ પાળી,
જીવના જતને;
એજ પીડાને પસારે હાય હૃદય વિદારે,
મનને વચનને—બાળક૦

---

કોમલતા— ૨૮

ત્રાતા શરણ તુજ આવી,
વિકટ વખત આ નાથ સંભાળી;
લેજે બચાવી— શરણ૦
દીન તણો તું બેલી દયાનિધિ,
કરૂણા નજરથી લેજે નિભાવી-- શરણ૦

---

કોમલતા— ૨૯

તમારે આશરે હુ આવી, મને નાથ છોડી દેશો !
પ્રિય પ્રાણ કહી બોલાવી, હવે નાથ છોડી દેશો ?
ભોળું હતુ કુંવારૂં જ્યારે આ....મન મારૂં,

અરે તુજ પ્યારીનાં આંસુ ઉન્હાં પી ઉછરેલી,
દીધી ઠેલી બિચારી નારીને કીધી ઘેલી.—પ્યારી૦

૩૫

શાન્તિ—પાય ધરવા,
હંસી—હાજી ધરવા.
શાન્તિ—( કેમ ? )
હંસી—( આમ આમ )
શાન્તિ—પછી પ્રણામ પ્રણામ પ્રણામ કરવ;
હંસી—હાજી કરવા.
શાન્તિ—( કેમ ? )
હંસી—( આમ આમ આમ ) પ્રણામ પ્રણામ પ્રણામ
કરવા હાજી કરવા.
શાન્તિ—પ્રેમથી પૂજન,
હંસી—ભાવથી અર્ચન,
શાન્તિ—કુમ કુમ ચંદન,
હંસી—આરતી વંદન, હાજર છું કહો તે કરવા,
શાન્તિ—કબૂલ કબૂલ ?
હંસી—હા હા કબૂલ કબૂલ, બધું ભયથી ઉગરવા,
પાર ઉતરવા—પાય૦



કામલતા— ૩૬

કહીં ભૂલી ગયા હૈયાના હાર,
નારી પ્યારી દીધી શું વિસારી.—ભૂલી૦
દિલથી દીવાના થયા,
આકાશે ખોળી રહ્યા,

મળવી હવે નથી સ્હેલો એ નાર,
તુજ પ્યારી ઉરમાં અમે તો ઉતારી—ભૂલી૦



મીનકેતુ—   ૩૭

છવાઇ રહી બાગમાં મધુરી માનિની,
હર વૃક્ષ પાન ફુલમાં છુપાઈ ભામિની;
કેશ પાસમાં પરોવી પુષ્પ આ લતા ઝુલે,
અહીં દંતના સમાન મોગરા કળી ખીલે,
મ્હણે ચંપકના ફુલ રૂપી કર લંબાવતી,
કંઈ છાની છાની કામિની મને બોલાવતી.



અપ્સરાઓ—   ૩૮

આવે અતિ વિમળી ઉમંગ ભરી ઉષા,
લાવે હાં ઉદય અમર આ.—   આ૦
હું નાનકડી છું વાદલડી રંગે ભીની,
અરૂણુ કરે રંગાઈ, ગુલાબી રહી છવાઇ;
તે જે અંગ અંગ ઉભરાઇ,
શીતળ પવનની મીઠી લહરી બની,
વીંટી મુજને લઇ ચાલ પિયુ રમવા—   આ૦



કામલતા—   ૩૯

પિયુજી આવી કેવી પ્રીત તમારી

*   *   *   *

રહે ભરોંસો કેમ મુજ મન;
કે બદલાય ન એવી—આવી કેવી૦

*   *   *   *

કોઈ એક વ્હાલી નામનો જીભેથી જાપ જપી રહ્યા,
ને એકને તજતાં જરા દિલમાંહી આણી નહિ દયા;
છતમાં ઉતરતી અધર તરવી એકને નિરખી રહ્યા,
ને એક ઉભી આવી પાસે તોય કંથ ભૂલી ગયા;
પલમાંહી પલટાઈ જાય એવી--આવી કેવી૦



૪૦

બધા—થાઓ દૃષ્ટિ રસભરી કુલવતી તુજ,
થાઓ અવની જીવન ભરી.
રસ કસ લાઓ પાઓ, પાઓ ધારા જલવતી.
તુજ થાઓ૦

આર્ય પ્રજા બળવંત ચિરંજીવ,
બનજો અચળ ધર્મમાં નિર્મળ;
કુળાવો સકળ પામજો કુશળ,
ભૂમિપતિ પાળો પુત્ર સમી સંભાળો પ્રજા,
માગું એ આશિષ તુંજ૦


સમાપ્ત.